ॐ तत्सत्.

# यजुर्वेदीय नित्यकर्म.

## ब्राह्मणोने शिवार्पण बुद्ध्या आपवा माटे

संशोधन करी छपावी प्रसिद्ध करनार.


## स्वामी श्री जनार्दनानंद तीर्थ

( उर्फे नारायण स्वामि. )

गुरु पुरुषोत्तमानंद तीर्थ.

सिद्धपुर.


गण्यन्ते पांसवो भूमे गण्यन्ते वृष्टिबिन्दवः ।
न गण्यते विधात्रापि धर्मसंरक्षणे फलम् ॥ १ ॥


आवृत्ति पहेली. प्रत ७५०. संवत् १९७४.

ईश्वरलाल केशवलाल–माणेकलाल माधवलालाभ्यां
अमदावाद–'ढींकवाचोकी' समीपस्थ शान्तिविजय
प्रीन्टींगाख्ये निजमुद्रण यन्त्रालये मुद्रितम

ॐ तत्सत्.

# यजुर्वेदीय नित्यकर्म.

ब्राह्मणोने शिवार्पण बुध्या आपवा माटे

संशोधन करी छपावी प्रसिद्ध करनार.


स्वामी श्री जनार्दनानंद तीर्थ

गुरु पुरुषोत्तमानंद तीर्थ.

सिद्धपुर.


गण्यन्ते पांसवो भूमे गण्यन्ते वृष्टिबिन्दवः ।
न गण्यते विधात्रापि धर्मसंरक्षणे फलम् ॥ १ ॥


आवृत्ति पहेली. प्रत ७५०. संवत् १९७४.

ईश्वरलाल केशवलाल–माणेकलाल माधवलालाभ्यां
अमदावाद–'ढींकवाचोकी' समीपस्थ शान्तिविजय
प्रीन्टींगाख्ये निजमुद्रण यन्त्रालये मुद्रितम्

# હેતુવાદ.

સાંપ્રત કાળમાં તાંત્રિક અને પારાણિક ભાવનાથી સૂત્રોક્ત કર્મોને ઘણાં લંબાવી નાંખવામાં આવ્યાં છે; તેથી તેને આચરતાં લાંબા વખતની જરૂર પડે છે, પરંતુ હાલમાં લૌકિક વ્યવહારો પ્રબળ થઇ પડવાથી બ્રાહ્મણોથી પોતાનાં નિત્યકર્મો માટે તેટલો લાંબો વખત બચાવી શકાતો નથી, તેથી દિન પ્રતિદિન બ્રાહ્મણોને સ્વધર્મથી સ્ખલિત થતા જોઇને હાલના વખતમાં બની શકે તેવાં ટુંકાં સૂત્રોક્ત કર્મો આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. આલોક તથા પરલોકમાં કોઈ વસ્તુ કોઇને કદી સહાયક થઇ નથી અને થવાની પણ નથી તથા ધર્મજ અદ્વિતીય વિભૂષણ છે એમ માની બ્રાહ્મણો જો સ્વધર્મ કર્મ કરનારા થશે તો આ પ્રયાસ સફળ થયો ગણાશે.

**स्वामी श्री जनार्दनानंद तीर्थ.**

**सिद्धपुर.**

## माहात्म्य.

एतत्सन्ध्यात्रयं प्रोक्तं ब्राह्मण्यं यत्र तिष्ठति ॥
यस्य नास्त्यादरस्तत्र न स ब्राह्मण उच्यते ॥
॥ कात्यायनः ॥

ભાવાર્થઃ—એપ્રમાણે સંધ્યાનું ત્રય કહ્યું. એ ત્રણ કાલની સંધ્યાનું ઉપાસન કરવામાંજ બ્રાહ્મણપણું રહેલું છે. જે બ્રાહ્મણ યથા કાલ એ સંધ્યોપાસન કરવામાં આદર નથી રાખતો તે બ્રાહ્મણજ ન કહેવાય.

सन्ध्या येन न विज्ञाता सन्ध्या येनानुपासिता ॥
स जीवञ्छूद्रतामेति मृतश्च श्वाभिजायते ॥
॥ गोभिलः ॥

ભાવાર્થઃ—જેણે સંધ્યા જાણી નથી, જેનાથી સંધ્યાનું ઉપાસન કરાતું નથી, તે પુરૂષ જીવતાં સુધી શૂદ્રસમાન રહી મુવા પછી કુતરો થાય છે.

सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
यदन्यत् कुरुते कर्म न तस्य फलभाग् भवेत् ॥दक्षः॥

ભાવાર્થઃ—સંધ્યાહીન પુરૂષ સદા અપવિત્રજ છે અને સર્વ કર્મમાં નાલાયક છે, સંધ્યા વિના જે કંઈ બીજું કર્મ કરે છે તેનું ફળ તેને સર્વથા થતું નથી.

**नन्वस्य ब्राह्मणा राजन् कृष्णस्य जगदात्मनः ॥**
**पुनन्तः पादरजसा त्रिलोकीं दैवतं महत् ॥**

**श्री. भा. स. अ. १४ श्लो. ४२**

ભાવાર્થઃ—હે ધર્મરાજા, ખરેખર બ્રાહ્મણો પોતાના ચરણની રજથી ત્રણ લોકને પાવન કરનાર છે. અને જગતના આત્મરૂપ શ્રી કૃષ્ણ ભગવાનનું પરમ દૈવત છે.

**सन्ध्यामुपासते ये तु सततं शंसितव्रताः ।**
**विधूतपापास्ते यान्ति ब्रह्मलोकं सनातनं ॥**

ભાવાર્થઃ—સારા આચરણવાળા દ્વિજો સંધ્યાનું ઉપાસન કરે છે, તેમનાં પાપ ધોવાઇ જઇ તેઓ સનાતન બ્રહ્મ લોકને પામે છે.

તેનાથી અજ્ઞાનથી થતાં પાપ નષ્ટ થાય છે. તે બદલ મહામુનિ યાજ્ઞવલ્ક્ય લખે છે કે,

निशायां वा दिवा वापि यदज्ञानकृतं भवेत् ॥
त्रिकालसंध्याकरणात् तत्सर्वं हि प्रणश्यति ॥

ભાવાર્થઃ—રાત્રે કે દિવસે અજ્ઞાનથી પાપો થાય છે. તે બધાં ત્રિકાળ સંધ્યા કરવાથી નાશ પામે છે.

આવા ત્રિકાળ સંધ્યા કરનાર સૂર્યસમાન બ્રાહ્મણના ચર્ણ કમલની રજથી તીર્થાદિક પણ પવિત્ર થાય છે, તે બદલ શ્રી ભગવતી ભાગવતમાં લખે છે કે,

यावज्जीवनपर्यंतं त्रिसन्ध्यां यः करोति च ॥
स च सूर्यसमो विप्रस्तेजसा तपसा सदा ॥
तत्पादपद्मरजसा सद्यः पूता वसुंधरा ॥
तीर्थानि च पवित्राणि तस्य संस्पर्शमात्रतः ॥

ભાવાર્થઃ—જે દ્વિજ જીવતા સુધી ત્રિકાળ સંધ્યા કરે છે, તે તપ તથા તેજવડે સદા સૂર્યસમાન છે. તેના ચરણ કમલની રજના સ્પર્શથી પૃથ્વી અને તીર્થો પણ પવિત્ર થાય છે.

गायत्रीं न स्मरेद्यस्तु, यो न सन्ध्यामुपासते ॥
अंतर्दुष्टो बहिः साधुः स भवेद् ब्राह्मणो बकः ॥

॥ गरुडपुराण ॥

ભાવાર્થ:-જે દ્વિજ સંધ્યા કરતો નથી તથા ગાયત્રી જપ કરતો નથી, તે અંતરથી દુષ્ટને બહારથી સારાં આચરણ વાળો બગલો થાય છે.

अन्यकर्मफलं नास्ति सन्ध्याहीनेऽशुचित्वतः ॥
जीवमानो भवेच्छूद्रो मृतः श्वा जायते ध्रुवम् ॥

॥ धर्मसिंधु ॥

ભાવાર્થ:-સંધ્યા નહિ કરનાર અપવિત્ર હોવાથી તેને બીજા સારા કર્મનું ફળ મળતુંજ નથી જીવતાં શૂદ્ર જેવો છે ને મુવા પછી કુતરો થાય છે.

उपतिष्ठन्ति ये सन्ध्यां ये न पूर्वां न पश्चिमां ॥
व्रजन्ति ते दुरात्मान स्तामिस्त्रं नरकं नृप ॥

॥ विष्णुपुराण ॥

ભાવાર્થઃ—હે રાજા જે સાંજ સવાર ( વચમાં મધ્યાન્હ પણ સમજી લેવી )ની સંધ્યા કરતો નથી, તે દુરાત્મા તામિસ્ર નામના નરકમાં પડે છે.

योऽन्यत्र कुरुते यत्नं धर्मकार्ये द्विजोत्तमः ॥
विहाय सन्ध्याप्रणतिं स याति नरकायुतं ॥
॥ कूर्मपुराण ॥

ભાવાર્થઃ—સંધ્યોપાસના છોડી જે બ્રાહ્મણોત્તમ બીજા ધર્મ કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તે નરકમાં પડે છે.

एकाहं जपहीनस्तु सन्ध्याहीनो दिनत्रयं ॥
द्वादशाहमनग्निश्च शूद्र एव न संशयः ॥
॥ धर्मशास्त्र ॥

ભાવાર્થઃ—એક દિવસ જપ વગર, ત્રણ દિવસ સંધ્યા વગર અને બાર દિવસ અગ્નિ કાર્ય વગર બ્રાહ્મણ રહે તો તે નિશ્ચય શૂદ્રજ છે.

गायत्री वेदजननी गायत्री ब्रह्मणः प्रसूः ॥
गातारं त्रायते यस्माद्गायत्री तेन गीयते ॥
॥ विष्णुपुराण ॥

ભાવાર્થઃ—ગાયત્રી વેદની માતા છે. બ્રાહ્મણની જનની છે (બ્રહ્મતેજ ઉત્પન્ન કરનારી છે) તેનું ગાન એટલે જપ કરનારનું તે રક્ષણ કરે છે, માટે ગાયત્રી કહેવાય છે.

**गायत्र्येव परोविष्णुर्गायत्र्येव परः शिवः ॥**
**गायत्र्येव परो ब्रह्मा गायत्र्येव त्रयी ततः ॥**

**॥ काशीखंड ॥**

ભાવાર્થઃ—ગાયત્રી એજ વિષ્ણુ, એજ શિવને એજ બ્રહ્મા, એમ ત્રણે દેવતારૂપ અથવા ત્રણે વેદરૂપ છે.

**वेदाः सांगास्तु चत्वारोऽधीताः सर्वेऽथ वाङ्मयाः**
**गायत्रीं यो न जानाति वृथा तस्य परिश्रमः ॥**

**॥याज्ञवल्क्य ॥**

ભાવાર્થઃ—શિક્ષા, કલ્પ, વ્યાકરણ નિરૂક્ત, છંદ, ને જ્યોતિષ એ છ અંગો સહીત ચારે વેદ પાઠ કરનાર પણ જો ગાયત્રીના મહિમાને જાણતો નથી. એટલે કે તેની ઉપાસના કરતો નથી તો તેનો શ્રમ મિથ્યા છે. અર્થાત્ તેને ઉક્ત ફળ મળતું નથી.

सर्वेषामेव वेदानां गुह्योपनिषदां तथा ॥
सारभूता तु गायत्री निर्गता ब्रह्मणोमुखात् ॥
॥ छंदोगपरिशिष्ट ॥

ભાવાર્થઃ—સર્વ વેદો તથા ગુપ્ત ઉપનિષદોના સારરૂપ ગાયત્રીજ છે. કારણ તે ભગવાનના મુખથી ઉત્પન્ન થઇ છે.

न तथा वेदजपतः पापं निर्दहति द्विजः ॥
यथा सावित्रीजपतः सर्वपापैः प्रमुच्यते ॥ यम ॥

ભાવાર્થઃ—જેવી રીતે ગાયત્રીના જપથી સર્વ પાપોથી મુક્ત થવાય છે. તે પ્રમાણે એકલા વેદ પઠન કરવાથી બ્રાહ્મણ પાપને બાળી શકતો નથી.

अन्यत्र कोटिजाप्येन यत्फलं प्राप्यते नरैः ॥
अष्टोत्तरशतं जप्त्वा तदत्र समवाप्यते ॥ यम ॥

ભાવાર્થઃ—બીજા કરોડ જપથી જે ફળ મળે છે તે ફળ ગાયત્રી ૧૦૮ વખતજ જપવાથી મળે છે.

## [ उत्थान-शौच-दंतधावन-अने स्नान. ]

મનુષ્યે પાછલી છચડી રાત્રી રહે ત્યારે અથવા મોડામાં મોડું બે ઘડી રાત્રિ રહે ત્યારે ઉઠીને પરમાત્માનું સ્મરણ કરી ગુરૂ આદિકનું દર્શન કરવું, શૌચાચાર કરી આવી જલ તથા મૃતિકાથી હાથ પગ શુદ્ધ કરી કોગળા કરવા, પછી દંત ધાવન કરીને સ્નાનને માટે પ્રથમ ઠંડું પાણી નાંખી તેમાં ઉનું પાણી લઇને અથવા તીર્થાદિક હોયતો પાણીમાં ઉભા રહીને જમણા હાથમાં જળ લઇને નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

अत्राद्य महामांगल्यप्रदे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे मम देहशुद्धिपूर्वकं सर्वब्रह्मकर्माधिकारार्थं स्नानमहंकरिष्ये.

## [ अथ प्रातः संध्या ]

### [ भस्मधारणम् ]

ડાબા હાથમાં ભસ્મ લઇ તેના ઉપર જમણો હાથ ઢાંકી ગાયત્રી મંત્રવડે અભિમંત્રણ કરી તેમાં જળ નાંખી

બંને હાથની વચલી ત્રણ ત્રણ આંગળીઓથી નીચેનો મંત્ર ભણી ચોળવી.

ॐ त्र्यंबकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनम् ।
उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥

એ મંત્ર ભણી ચોળીને

ॐ त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम्
यद्देवेषु त्र्यायुषं तन्नोऽअस्तु त्र्यायुषम् ॥

એ મંત્ર ભણી લલાટ, હૃદય, નાભિ, કંઠ, ખભા, બાહુ, સંધિ, પડખાં, અને શિર એટલે સ્થાને ભસ્મનું ત્રિપુંડ કરવું, પછી હાથ ધોઇ દર્ભપવિત્ર ધારણ કરી સંધ્યા વંદન કરવું.

[ रुद्राक्षधारणम् ]

ॐ त्र्यंबकं० ઇતિ મંત્રથી.

[ आचमनं ]

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः ।

એ ઉપરના મંત્રથી ત્રણ આચમન કરવાં ગાયત્રી મંત્ર ભણી શિખાબંધન કરવું.

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यं। भर्गोदेवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

संकल्पः—હાથમાં જળ લઇને

अत्राद्य० ममोपात्तदुरितक्षयार्थं ब्रह्मावाप्त्यै प्रातःसन्ध्योपासनमहङ्करिष्ये ॥

નીચેનો મંત્ર બોલી દર્ભથી માર્જન કરવું

ॐ भूः पुनातु । ॐ भुवः पु० । ॐ स्वः पु० । ॐ महः पु० । ॐ जनः पु० । ॐ तपः पु० । ॐ सत्यं पु० । ॐ तत्सवि० । ॐ सर्वं पुनातु ।

એ પ્રમાણે માર્જન કરીને પ્રથમની પેઠે

ॐ भूः । ॐ भुवः । ॐ स्वः ।

એ ત્રણ મંત્રથી ત્રણ આચમન કરવાં.

## ॥ प्राणायामः ॥

જમણા હાથના અંગુષ્ઠ વડે નાકનું જમણું છિદ્ર દબાવી ડાબા છિદ્રથી ધીમે ધીમે વાયુ પૂરવો તેને પૂરक કહે છે, પૂરક વખતે मूलबन्ध રાખવો અને પછી જમણી અનામિકા તથા કનિષ્ઠિકા વડે નાકના ડાબા છિદ્રને પણ દબાવી પ્રાણ રોકવો તેને कुम्भक કહે છે કુંભક વખતે जालन्धर બંધ રાખવો, તેમજ જમણી અનામિકા તથા કનિષ્ઠિકાથી ડાબું છિદ્ર દબાવી રાખી જમણું છિદ્ર ખુલ્લું કરી તેમાંથી ધીમે ધીમે પ્રાણ વાયુ બહાર કાઢવો તેને रेचक કહેવાય છે રેચક વખતે उड्डीयान બંધ રાખવો. નીચે લખ્યો મંત્ર પૂરકમાં એકવાર, કુમ્ભકમાં ચાર વાર, અને રેચકમાં બે વાર એમ મંત્રની આવૃત્તિ થાય, ત્યારે ૧ પ્રાણાયામ થાય એવા પ્રાણાયામ નવ અથવા બની શકે એટલા કરવા.

### [ प्राणायाम मंत्रः ]

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः

ॐ तपः ॐ सत्यम् । ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् । ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भू र्भुवः स्वरोम् ॥

[ अंबुप्राशन मंत्रः ]

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् । यद्रात्र्या पापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना रात्रिस्तदवलुम्पतु यत्किञ्चिद् दुरितं मयि इदमहं माममृतयोनौ सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

આ મંત્ર ભણી આચમન લઇને બીજાં બે આચમન મંત્ર વિનાજ કરવાં

[ मार्जनम् ]

ડાબી હથેલીમાં જળ લઇ જમણે હાથે નીચે પ્રમાણે મંત્રથી માર્જન કરવું

आपो हिष्ठामयो भुव મસ્તકે, स्तानऽऊर्जेदधातन २ પૃથ્વીએ, महेरणाय चक्षसे ३ હૃદયે, यो वः शिवतमोरस ४

मस्तके स्तस्य भाजयते हनः ५ પૃથ્વીએ, उशतीरिव मातरः ६ હ્રદયે, तस्माऽअरङ्गमाम वो ७ મસ્તકે, यस्य क्षयाय जिन्वथ ८ પૃથ્વીએ. आपो जनयथा च नः ९ હ્રદયે.

## [ अघमर्षणम् ]

જમણા હાથની અંજળીમાં પાણી લઇ નાસિકા પાસે ધરી રાખી નીચે લખ્યો મંત્ર ભણવો.

ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव।
पूतं पवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ॥

આ મંત્ર ભણીને જળાંજળી ડાબી બાજુએ નાંખી દેવી,

## [ अर्घ्यप्रदानम् ]

ચંદન. પુષ્પ, તથા અક્ષત સહિત જળનો અથવા એકલા જળનો બે હાથે અંજળી ભરીને સૂર્યાભિમુખ ઉભા રહી વ્યાહૃતિ સાથે ગાયત્રી મંત્ર ભણી અર્ઘ્યપ્રદાન ત્રણ વાર કરવું સંધ્યાનો સમય વીતી ગયો હોયતો પ્રાયશ્ચિતનો એક અર્ઘ્ય વધારે આપવો.

## [ सूर्योपस्थानम् ]

પછી નીચેના ચાર મંત્રોથી હાથ ઉંચા કરી સૂર્યો પસ્થાન કરવું

ॐ उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् ।
देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

ॐ उदुत्यं जातवेदसं देवं वहन्ति केतवः ।
दृशेविश्वाय सूर्यम् ॥

ॐ चित्रं देवानामुदगादनीकं चक्षुर्म्मित्रस्यव-
रुणस्याग्नेः ।
आप्राद्यावापृथिवी अन्तरिक्षꣳ सूर्य आत्मा
जगतस्तस्थुषश्च ॥

ॐ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् ।
पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम
शरदःशतं प्रब्रवाम शरदःशतमदीनाः स्या-

म शरदः शतं भूयश्च शरदः शतात् ॥

પછી अत्राद्य० श्री परमात्मा प्रीत्यर्थम् अष्टोत्तरशतगायत्री जपमहं करिष्ये બોલી નાભી આગળ હાથ રાખી ગાયત્રી જપ કરવો (અવકાશ હોયતો ત્રણસો અથવા એક હજાર ગાયત્રી જપ કરવો ) પછી अनेन जपकृतेन सविता देवः प्रीयतां न मम ॥

## [ अभिवादनम् ]

अमुकगोत्रोत्पन्नोऽहं अमुकप्रवरान्वितोऽहं शुक्लयजुर्वेदान्तर्गतमाध्यन्दिनवाजसनेयशाखाध्यायी अमुक शर्माऽहं भो आचार्य त्वामभिवादयामि, भो वैश्वानर त्वामभिवादयामि, भो सूर्यचंद्रमसौ युवामभिवादयामि, भो याज्ञवल्क्य त्वामभिवादयामि, भो ईश्वर त्वामभिवादयामि, भो मातपितरौ युवामभिवादयामि.

अनेन प्रातःसंध्योपासनाख्येन कर्मणा श्री भगवान् ब्रह्मस्वरुपीपरमेश्वरः प्रीयतां न मम ॥

[ इति प्रातःसंध्या ]

[ अथ मध्याह्न–सन्ध्या ]

સંકલ્પમાં ( अत्राद्य० रुद्रावाप्त्यै मध्याह्नसन्ध्योपासन-महंकरिष्ये । ) એમ ભણવું. પ્રાણાયામ કર્યાં પછી આચમન લેવાનો મંત્ર (सूर्यश्च०) ને બદલે નીચે લખ્યો મંત્ર ભણવો.

ॐ आपः पुनन्तु पृथिवीं पृथ्वी पूता पुनातु माम् ।
पुनन्तु ब्रह्मणस्पतिर्ब्रह्म पूता पुनातु माम् ।
यदुच्छिष्टमभोज्यं च यद्वादुश्चरितं मम ।
सर्वं पुनन्तु मामापोऽसतांश्च प्रतिग्रहं स्वाहा ॥

ગાયત્રી મંત્ર કરી અર્ધ્ય–પ્રદાન ઊંચે ઉછાળી એકવાર કરવું. જપ હૃદય આગળ હાથ રાખી કરવો. બાકી સઘળું પ્રાતઃ સંધ્યાવત કરવું.

अनेन मध्यान्हसंध्याख्येन कर्मणा श्री भगवान् रुद्रस्वरुपी परमेश्वरः प्रीयताम् न मम

[ इति मध्यान्ह सन्ध्या. ]

# [ अथ सायं सन्ध्या. ]

સંકલ્પમાં (अत्रा १० विष्णोरवाप्त्यै सायंसन्ध्योपासन-महंकरिष्ये.) એમ ભણવું. પ્રાણાયામ કર્યા પછી આચમન લેવાનો મંત્ર (सूर्यश्च०) ના બદલે નીચે લખ્યો મંત્ર ભણવો.

ॐ अग्निश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् । यदह्ना पापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यामुदरेण शिश्ना अहस्तदवलुम्पतु यत्किंचिद्दुरितं मयि । इदमहं माममृतयोनौ सत्ये जोतिषि जुहोमि स्वाहा ॥

ગાયત્રી મંત્ર કરી અર્ઘ્ય ત્રણ બેઠાં બેઠાં આપવા બાકી સઘળું પ્રાતઃ સંધ્યાવત્ કરવું.

अनेन सायंसन्ध्याख्येन कर्मणा श्री भगवान् विष्णुस्वरुपी परमेश्वरः प्रीयताम् न मम

[ इति सायं सन्ध्या. ]

# [ अथ देवपूजनम्. ]

શંકર, વિષ્ણુ, સૂર્ય, ગણપતિ અને દેવી એ પંચાયતન દેવતાઓનું પૂજન દરરોજ કરવું. તે દેવોમાં કંઈપણ વિષમતા ન માનતાં અભેદભાવે પૂજન કરવું.

શિવ પંચાયતનમાં મધ્ય ભાગમાં શંકર, ઇશાનમાં વિષ્ણુ, અગ્નિકોણમાં સૂર્ય, નૈઋત્યમાં ગણપતિ અને વાયવ્ય કોણમાં દેવીનું સ્થાપન કરવું.

વિષ્ણુ પંચાયતનમાં મધ્યમાં વિષ્ણુ, ઇશાનમાં શંકર, અગ્નિકોણમાં ગણપતિ, નૈઋત્યમાં સૂર્ય અને વાયવ્યકોણમાં દેવીનું સ્થાપન કરવું.

બાકીનાં પંચાયતન પૂજનનો પ્રચાર ઓછો હોવાથી તેમનું વર્ણન આપવામાં આવ્યું નથી.

**अत्राद्य० मम आत्मनः श्रुतिस्मृतिपुराणोक्तफलप्राप्त्यर्थं श्री अमुकपंचायतनदेवताप्रीत्यर्थं यथमिलितोपचारैः पुरुषसूक्तेन ध्यानावाहनादि षोडशोपचारैः पूजनमहं करिष्ये॥**

**१ ( ध्यानम् )**

**ॐ सहस्रशीर्षा पुरुषः । सहस्राक्षः सहस्र-**

पात् । सभूमिꣳसर्व्वतस्पृत्वात्त्यतिष्ठद्दशाङ्गुलम् ॥ ॐ भू र्भुर्वः स्वः श्री अमुकपंचायतनदेवताभ्यो नमः आवाहनपूर्वकं ध्यायामि ॥

२ ( आसनम् )

ॐ पुरुष एवेदꣳसर्वं य्यद्भूतं य्यच्च भाव्यम् । उतामृतत्त्वस्यशानो यदन्नेनातिरोहति ॥ ॐ भू र्भुवः स्व: श्री अ० पं० दे० आसनार्थे पुष्पं समर्पयामि ॥

३ ( पाद्यम् )

ॐ एतावानस्य महिमा तो ज्ज्यायाँश्च पूरुषः पादोस्य व्विश्वाभूतानि त्रिपादस्यामृतन्दिवि ॥ ॐ भू र्भुवः स्वः श्री अ० पं० दे० पाद्यं स० ॥

४ ( अर्घ्यम् )

ॐ त्रिपादूर्ध्वऽउदैत्पुरुषः पादोस्येहाभवत्पुनः । ततो विष्वङ् व्यक्रामत्साशनानशनेऽअभि ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० अर्घ्य स० ॥

५ ( आचमनीयम् )

ॐ ततोविराडजायत विराजोऽअधिपूरुषः ।
सजातोऽअत्यरिच्यतपश्चाद् भूमिमथोपुरः
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० आचमनीयं स० ॥

६ ( स्नानम् )

ॐ तस्माद्यज्ञात् सर्व हुतः संभृतं पृषदाज्यम् ।
पशूँस्ताँश्चक्रे वायव्या नारण्या ग्राम्याश्चये ॥
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० स्नानं स०

७ ( वस्त्रम् )

ॐ तस्माद्यज्ञात्सर्वहुतऋचः सामानि जज्ञिरे ।
छन्दाꣳसि जज्ञिरेतस्माद्यजुस्तस्मादजायत ॥
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० वस्त्रं स०

८ ( यज्ञोपवीतम् )

ॐ तस्मादश्वाऽअजायन्त येके चोभयादतः ।
गावोहजज्ञिरे तस्मात्तस्माज्जाताऽअजावयः
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० यज्ञोपवी-
तार्थे अक्षतान् स०

९ ( गंधम् )

ॐ तं यज्ञंबर्हिषि प्रोक्षन् पुरुषञ्जातमग्रतः ।
तेन देवाऽअयजन्त साध्या ऋषयश्चये ॥
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० गंधं स०

१० ( पुष्पाणि )

ॐ यत्पुरुषंव्यदधुः कतिधाव्यकल्पयन् ।
मुखं किमस्याऽसीत् किं बाहू किमूरूपादाऽ
उच्येते ॥
ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० पुष्पाणि स०

११ ( धूपम् )

ॐ ब्राह्मणोस्य मुखमासीद्बाहूराजन्यः कृतः ।

उरू तदस्य यद्वैश्यः पद्भ्याᳬ शूद्रोऽअजायत ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० धूपं आ-
घ्रापयामि

१२ ( दीपम् )

ॐ चंद्रमा मनसो जातश्चक्षोः सूर्योऽअजायत ।

श्रोत्राद्वायुश्च प्राणश्च मुखादग्निरजायत ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० दीपं द-
र्शयामि ॥

१३ ( नैवेद्यम् )

ॐ नाभ्याऽआसीदन्तरिक्षᳬ शीर्ष्णो द्यौः समवर्तत ।

पद्भ्यां भूमिर्दिशः श्रोत्रात्तथा लोकाँ अ-
कल्पयन् ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० नैवेद्यं स०

ॐ प्राणाय स्वाहा ॐ अपानाय स्वाहा

ॐ व्यानाय स्वाहा ॐ समानाय स्वाहा

ॐ उदानाय स्वाहा—नैवेद्यान्ते हस्तप्रक्षालनार्थं शुद्धोदकं स०

१४ ( तांबुलम् )

ॐ यत्पुरुषेण हविषा देवा यज्ञमतन्वत ।
वसन्तोस्यासीदाज्यं ग्रीष्म इध्मः शरद्धविः ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० पूगीफलतांबूलदक्षिणां स०

१५ ( आरार्तिकम् )

ॐ सप्तास्यासन् परिधयस्त्रिः सप्त समिधः कृताः ।
देवा यद्यज्ञं तन्वानाऽअबध्नन्पुरुषं पशुम् ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं० दे० प्रदक्षिणापूर्वकं आरार्तिकं स०

१६ ( पुष्पांजलिः )

ॐ यज्ञेनयज्ञमयजन्त देवास्तानि
धर्म्माणि प्रथमान्यासन् ।

ते ह्नाकम्महिमानः सचन्त
यत्र पूर्वे साध्याः सन्तिदेवाः ॥

ॐ भूर्भुवः स्वः श्री अ० पं दे० मंत्रपुष्पांजलिं स० ॥

## प्रार्थना

ॐ अभ्द्यः संभृतः पृथिव्यैरसाच्च
विश्व कर्म्मणः समवर्त्तताग्रे ।
तस्यत्त्वष्टा विदधद्रूपमेति
तन्मर्त्यस्यदेवत्त्वमाजानमग्रे ॥

ॐ वेदाहमेतम्पुरुषम्महान्त-
मादित्यवर्णन्तमसः परस्तात् ।
तमेव विदित्वातिमृत्युमेति नान्यः
पन्था विद्यतेऽयनाय ॥

ॐ प्रजापतिश्चरति गर्ब्भेऽअन्तर
जायमानो बहुधा विजायते ।

तस्य योनिम्परिपश्यन्ति धीरा-
स्तस्मिन्हतस्थु र्भुवनानि विश्वा ॥

ॐ यो देवेभ्यऽआतपति यो देवानाम्पुरोहितः ।
पूर्वो यो देवेभ्यो जातो नमोरुचाय ब्राह्मये ॥

ॐ रुचम्ब्राह्मञ्जनयन्तो देवाऽअग्रे तदब्रुवन् ।
यस्त्वैवम्ब्राह्मणो विद्या त्तस्य देवाऽअसन्वशे ॥

ॐ श्रीश्चतेलक्ष्मीश्च पत्न्या वहोरात्रे पार्श्वे नक्षत्राणि रूपमश्विनौव्यात्तम् । इष्णन्निषाणा मुम्मऽइषाण सर्व्वलोकम्मऽइषाण ॥



आवाहनं न जानामि न जानामि तवार्चनम् ।
पूजां चैव न जानामि क्षमस्व परमेश्वर ॥ १ ॥
अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात्कारुण्यभावेन रक्षस्व परमेश्वर ॥ २ ॥

अनेन ध्यानावाहनादि षोडशोपचारैः कृते-

न पूजनेन श्री अ० पं० देवताः प्रीयन्ताम् न मम

इति देवपूजनम्.

## ( अथ ब्रह्मयज्ञः )

વેદ સંહિતા ભણેલ હોય તેણે યથાવકાશ પાંચ, બે, અથવા એક અધ્યાયનો પાઠ કરી સ્વાધ્યાય યજ્ઞ કરવો તે બ્રહ્મયજ્ઞ કહેવાય છે. કદી સંહિતા ન ભણેલ હોયતો નીચેના મંત્ર ભણી બ્રહ્મયજ્ઞ કરવો. આચમન પ્રાણાયામ કરી કુશપવિત્ર ધારણ કરી હાથમાં જળ લઈ, [ अत्राद्य० श्री परमात्माप्रीत्यर्थं स्वाध्याययज्ञेनाहंयक्षे. ] એમ સંકલ્પ કરીને ગાયત્રી મંત્ર ભણીને

[ ॐ अग्निमीळे पुरोहितं यज्ञस्यदेवमृत्विजम् । होतारं रत्नधातमम् । १ । ॐ इषेत्त्वोर्जेत्त्वा व्वायवस्थदेवोवः सविता प्रार्पयतु श्रेष्ठतमायकर्मणऽआप्यायद्ध्वमघ्न्याऽइन्द्राय भागं प्रजावतीरनमीवाऽअयक्ष्मा मा वस्तेन ईशतमाघशᳲ सोध्रुवाऽ अस्मिन् गोपतौ स्यात बह्वीर्य्य-

जमानस्यपशूनृपाहि । २ । ॐ अग्न आयाहि वीतयेगृणानो हव्यदातये निहोतासत्सिबर्हिषि । ३ । ॐ शन्नोदेवीरभिष्टयऽआपोभवन्तु पीतये । शंयोरभिस्त्रवन्तुनः । ४ । ]

જેનો સ્વીકૃત જે વેદ હોય તે વેદનો પહેલો મંત્ર તેણે પહેલો ભણવો. अनेन ब्रह्मयज्ञाख्येन कर्मणा श्री परमेश्वरः प्रीयतां न मम.

[ इति ब्रह्मयज्ञः ]

[ अथ तर्पणम् ]

આચમન પ્રાણાયામ કરીને હાથમાં જળ લઈ अद्या० श्री परमेश्वरप्रीत्यर्थं देवर्षिपितृतर्पणमहं करिष्ये એમ સંકલ્પ કરી પૂર્વાગ્ર દર્ભ રાખી દેવ તીર્થથી એકેક અંજલી આપવી.

ॐ ब्रह्मादयो देवास्तृप्यन्ताम् १

देवपत्न्यस्तृप्यन्ताम् १

देवसुतास्तृप्यन्ताम् १ देवगणास्तृप्यन्ताम् १

જનોઇ કંઠે કરીને દર્ભ બેવડા કરીને મનુષ્ય તીર્થથી દરેક મંત્રે બે અંજલી આપવી.

ॐ सनकादयः मनुष्या स्तृप्यन्ताम् २

ॐ मनुष्यपत्न्य स्तृप्यन्ताम् २

ॐ मनुष्यसुता स्तृप्यन्ताम् २

ॐ मनुष्यगणा स्तृप्यन्ताम् २

જનોઇ અપસવ્ય કરીને બેવડા કરેલા દર્ભથી પિતૃ તીર્થથી દરેક મંત્રે ત્રણ અંજલી આપવી.

ॐ कव्यवाडनलादयः पितर स्तृप्यन्ताम् ३

ॐ पितृपत्न्य स्तृप्यन्ताम् ३

ॐ पितृसुता स्तृप्यन्ताम् ३

ॐ पितृगणा स्तृप्यन्ताम् ३

पितृवंशे मृता ये च मातृवंशे तथैव च ।
गुरुश्वसुरबन्धूनां ये चान्ये बान्धवा स्मृताः ॥
ये मे कुले लुप्तपिण्डाः पुत्रदाराविवर्जिताः ।
तेषां जलं मयादत्तमक्षय्यमुपतिष्ठतु ॥

એમ બોલી ત્રણ અંજલી આપવા. પછી જનોઇ સવ્ય કરી લેવું. પછી अनेन तर्पणकर्मणा देवर्षिपितृस्वरूपीजनार्दनः प्रीयताम् न मम ॥

## [ इति तर्पणम्. ]

## ( अथ वैश्वदेवकर्म )

આચમન પ્રાણાયામ કરીને હાથમાં જળ લઇ अत्राद्य० मम गृहे पंचसूनाजनितसकलदोषपरिहारार्थं पंचयज्ञात्मकं वैश्वदेवकर्माऽहं करिष्ये. એમ સંકલ્પ કરી પછી જમીન ઉપર ચતુષ્કોણ લીંપી તે ઉપર કુંડનું સ્થાપન કરી તેમાં અગ્નિ પધરાવી નીચેના મંત્રથી અગ્નિનું ધ્યાન કરવું.

ॐ चत्वारि शृङ्गा त्रयो अस्य पादाद्वेशीर्षे-सप्तहस्तासोऽअस्य त्रिधाबद्धो वृषभो रोरवीति महोदेवो मर्त्यां आविवेश ॥ पावक नाम्ने वैश्वानराय इदमत्रचंदनं पुष्पं च समर्पयामि ।

પછી જળથી પર્યુક્ષણ કરી અગ્નિ પ્રજ્વલિત કરવો પછી તેમાં નીચે લખેલા મંત્રોથી પ્રથમ ચાર

આહુતિ એકલા ઘીની અને પછીની આઠ આહુતિઓ ઘીવાળા ભાત અથવા બીજા હવિષ્યાન્નની આપવી.

ॐ भूः स्वाहा इदमग्नये, १ ॐ भुवः स्वाहा इदं वायवे, २. ॐ स्वः स्वाहा इदं सूर्याय ॥३॥ ॐ भूर्भुवः स्वः स्वाहा इदं प्रजापतये ॥४॥

ॐ देवकृतस्यैनसो वयजनमसि स्वाहा ॥ ५ ॥

ॐ मनुष्यकृतस्यैनसो वयजनमसि स्वाहा ॥६॥

ॐ पितृकृतस्यैनसो वयजनमसि स्वाहा ॥ ७ ॥

ॐ आत्मकृतस्यैनसो वयजनमसि स्वाहा॥ ८ ॥

ॐ एनसएनसो वयजनमसि स्वाहा ॥ ९ ॥

ॐ यच्चाहमेनो विद्वाँश्चकार यच्चाविद्वाँस्तस्यसर्वस्यैनसो वयजनमसि स्वाहा ॥ १० ॥

ॐ प्रजापतये स्वाहा ॥ ११ ॥

ॐ अग्नये स्विष्टकृते स्वाहा ॥ १२ ॥

ત્યાર પછી નીચેના ક્રમ પ્રમાણે સાત બલિદાન કરવાં.

२ ॐ विधात्रे नमः । इदं विधात्रे ॥

१ ॐ धात्रे नमः । इदं धात्रे ॥

५ ॐ भूतानांपतये नमः । इदं भूतानां पतये ॥

४ ॐ सर्वेभ्यो भूतेभ्यो नमः । इदं सर्वेभ्यो भूतेभ्यः ॥

३ ॐ विश्वेभ्यो देवेभ्यो नमः । इदं विश्वेभ्यो देवेभ्यः ॥

૬ જનોઇ કંઠે કરીને મનુષ્યતીર્થથી
ॐ सनकादिमनुष्येभ्यो नमः । इदं सनकादिमनुष्येभ्यः ॥

૭ અપસવ્ય કરીને પિતૃતીર્થથી.
ॐ पितृभ्यः स्वधा । इदं पितृभ्यः ॥

પછી તે પાત્રમાં થોડું પાણી લઇને यस्मै तस्मै निर्णेजनम् । એટલુંબોલી તે પાણી વાયવ્ય કોણમાં નાંખવું પછી હાથ ધોવા અને જનોઇ સવ્ય કરીને गोभ्यो नम इदं गोभ्यः १ । श्वभ्यो नम इदं श्वभ्यः २ । वायसेभ्यो नम इदं वायसेभ्यः ३ । पिपीलिकादिभ्यो नम इदं पिपीलिकादिभ्यः ४ । अतिथये नम

इदमतिथये ५ ॥ એ પ્રમાણે પાંચ અન્નભાગ મુકવા.

પછી ત્ર્યાયુષમ્० મંત્રથી ભૃકુટીમાં ભસ્મ તે કુંડમાં-થી લઇ ધારણ કરવી પછી હાથ જોડીને

गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर । यत्र ब्रह्मादयो देवा स्तत्र गच्छ हुताशन ॥ એ શ્લોક ભણી અગ્નિનું વિસર્જન કરવું. આ સમયે જો કોઇ અતિથી હાજર હોય તો તેને યથાશક્તિ અન્ન દેવું. હાથમાં જળ લઇ અનેન वैश्वदेवाख्येन कर्मणा श्री यज्ञनारायणः प्रीयताम् न मम

## [ इति वैश्वदेवकर्म ]

## [ अथ भोजनविधि. ]

પંચાર્દ્ર કરીને એટલે બે હાથ બે પગ અને મોઢું ધોઇને કપાળમાં ચંદન કરી પૂર્વાભિમુખે બેસી ભાણા-માં પીરસેલ અન્નને હાથમાં જરા જળ લઇ । ॐ भुर्भुवः स्वः तत्सवि० । એ ગાયત્રી મંત્ર ભણી તે જળથી પ્રોક્ષણ કરીને દિવસ હોયતો सत्यं त्वर्त्तेन परिषिञ्चामि । એ મંત્ર ભણીને અને જો રાત્રિ હોયતો ऋतंत्वा सत्येन परिषिञ्चामि । આ મંત્ર ભણીને પાત્રની આસપાસ પ્રદક્ષિણાની રીતે જળધારા કરીને તે ઉપર જમણી

બાજુએ જમણેથી ડાબી કોરે લઈ જતાં ॐ भूपतये नमः । ॐ भुवनपतये नमः । ॐ भूतानांपतये नमः । એ ત્રણ મંત્ર ભણી ભાતના અથવા બીજા હવિષ્ય અન્નના ત્રણ બલી મુકીને તે ઉપર જળ પ્રોક્ષણ કરીને તે ત્રણ બલિ એકઠા કરવા પછી હાથ ધોઇને જમણા હાથમાં આચમન વાસ્તે જળ લઇ ડાબા હાથનો અંગુષ્ઠ પાત્રને અડાડી રાખી ॐ अमृतोपस्तरणमसि स्वाहा । એ મંત્ર ભણીને આચમન કરીને ॐ प्राणाय स्वाहा । ॐ अपानाय स्वाहा ॐ व्यानाय स्वाहा । ॐ उदानाय स्वाहा । ॐ समानाय स्वाहा । એ પાંચ મંત્રોથી ક્રમે કરી ભાત અથવા બીજા હવિષ્ય અન્નના પાંચ ગ્રાસ પાંચે આંગળી ભેળી રાખીને લેવા ત્યાં સુધી મૌન રાખવું અને ડાબા અંગુષ્ઠથી પાત્ર સ્પર્શ કરી રાખવો. પછી ડાબો હાથ ધોઇ આંખે જળ સ્પર્શ કરીને શિખા છોડી નાખવી યથારૂચિ જમી રહ્યા પછી છેલ્લે હાથમાં જળ લઇ ( ॐ अमृतापिधानमसि-स्वाहा ) એ મંત્ર ભણી અર્ધ જળ પી જવું અને અર્ધ જળ પ્રથમ એકઠા કરેલ બલિ ઉપર પિતૃતીર્થથી રેડીને કોગળાથી મુખશુદ્ધિ કરી મુખવાસ લઇ શિખા બાંધવી.

[ इति भोजनविधि. ]

[ अथ यज्ञोपवीतधारणम् ]

सूतके मृतके चैव गते मासचतुष्टये ।
नवयज्ञोपवीतानि धृत्वा पूर्वाणि संत्यजेत् ॥

જનનાશૌચ તથા મરણનું સૂતક પ્રાપ્ત થાય અથવા જનોઇ તુટી જાય અગર જનોઇ બદલવાને ૪ માસ થઇ ગયા હોય ત્યારે, નવીન યજ્ઞોપવીત ધારણ કરી પ્રથમ પહેરેલી જનોઇનો ત્યાગ કરવો.

પ્રથમ આચમન પ્રાણાયામ કરી નીચે પ્રમાણે સં-કલ્પ કરવો.

अद्येत्यादि० मम श्रौतस्मार्तकर्मानुष्ठान सिध्यर्थं ( अमुक) कर्माङ्गत्वेन यज्ञोपवीतधारण-महं करिष्ये ॥

પછી હાથમાં જનોઇને સંપુટ તરીકે રાખી દશ-વાર ગાયત્રી મંત્ર ભણી જવો ત્યારબાદ નીચે પ્રમાણે નવ તંતુમાં નવ દેવતાનું આવાહન કરવું.

ॐ प्रथमतंतौ ॐ कारं आवाहयामि ॥ १ ॥ द्वितीयतंतौ अग्निं आवाहयामि ॥ २ ॥ तृतीयतंतौ सर्पान् आवाहयामि ॥३॥ चतुर्थतंतौ सोमं आवाहयामि ॥ ४ ॥ पंचमतंतौ पितॄन् आवाहयामि ॥ ५ ॥ षष्ठतंतौ प्रजापतिं आवाहयामि ॥ ६ ॥ सप्तमतंतौ अनिलं आवाहयामि ॥ ७ ॥ अष्टमतंतौ यमं आवाहयामि ॥ ८ ॥ नवमतंतौ विश्वान् देवान् आवाहयामि ॥ ९ ॥ ग्रंथिमध्ये ब्रह्मणे नमः ब्रह्माणं आवाहयामि । ॐ विष्णवे नमः विष्णुं आवाहयामि । ॐ रुद्राय नमः रुद्रं आवाहयामि । तंतुदेवताभ्यो नमः गंधाक्षतपुष्पाणि समर्पयामि ॥

પછી નીચેના મંત્રથી યજ્ઞોપવીત ધારણ કરવી.

ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापते र्यत्सहजं पुरस्तात् ।

आयुष्यमग्र्यं प्रतिमुंच शुभ्रं यज्ञोपवीतं बल-
मस्तुतेजः ॥

यज्ञोपवीतमसि यज्ञस्यत्वायज्ञोपवीतेनो
पनह्यामि ॥

પછી નીચેનો મંત્ર બોલી જુની યજ્ઞોપવીતનો ત્યાગ કરવો.

एतावद्दिनपर्यंतं ब्रह्म त्वं धारितं मया। जी
र्णत्वात्त्वत्परित्यागो गच्छ सूत्र यथासुखम् ॥

આ પ્રમાણે મંત્ર ભણી શિરોમાર્ગથી ત્યાગ કરી યથાશક્તિ ગાયત્રીજપ કરવો.

अनेन नवयज्ञोपवीतधारणेन श्रीपरमेश्वरः
प्रीयतां न मम ॥

[ इति यज्ञोपवीतधारणम् ]



# અનુક્રમણીકા.

વિષય.  પૃષ્ઠ.

# ધન્યવાદ.

પતિતપાવની નર્મદા નદીના તટ ઉપર આ કોઠીઆ (રાણાપુર) ના વતની સ્વધર્મનીષ્ઠ ભક્ત શિરોમણિ શ્રીમાન શેઠજી વલ્લભદાસ કાશીદાસ જેઓ તરફથી નર્મદાપરિક્રમણ કરનારા યાત્રાળુઓને સદા વિગેરે આપવામાં આવે છે તેઓશ્રીના ઉદાર આશ્રયે બ્રહ્મણવર્ગને પોતાનાં ધર્મકર્મો તરફ સાવધાન અને તત્પર રાખવાના ઉત્તમ સાધન રૂપ આ પુસ્તક છપાઇ બહાર પાડ્યું છે. આવી શ્રેષ્ઠ કર્તવ્યપરાયણતા માટે તેઓશ્રીને ઘણોજ ધન્યવાદ આપવામાં આવે છે.

પરમ કૃપાળુ પરમાત્મા તેઓશ્રીને લૌકિક તેમજ પારલૌકિક ઇષ્ટોન્નતિ આપો એવી ને સર્વેશ્વર તરફ અમારી અભ્યર્થના છે.

स्वामिश्री जनार्दनानंद तीर्थ.

( उर्फ नारायण स्वामि. )

सिद्धपुर.

